નીવી ત્રીજે દિવસે આયંબિલ ચોથે દિવસે ઉપવાસ. એ પ્રમાણે ચાર મળી સોળ દિવસ.

૩૫ કેવળી (તીર્થંકર જ્ઞાન) તપ—ચાર અઠ્ઠમ અને ૧૯ છઠ્ઠ, તે દરેક એકાસણાં આંતરે કરતા આ તપ ૭૪ દિવસે પૂર્ણ થાય છે

૩૬ કોટિશિલા તપ—પ્રથમ એક ઉપવાસ, પછી આઠ એકાસણાં, પછી એક ઉપવાસ, પારણે એકાસણુ

૩૭ ક્ષીરસમુદ્ર તપ—નિરંતર સાત ઉપવાસ પારણે ગુરુને ક્ષીર વહોરાવી, સાત લોકથી એકાસણુ કરી કામ ચોવિહાર

૩૮ ગણધર (શ્રી વીરના) તપ—આ તપ વૈશાખ શુદી ૧૧ ને દિવસે શરુ કરીને વીર ભગવાનને અગીયાર ગણધરો હોવાથી દરેક ગણધરને આશ્રીને એકાંતર ૧૧–૧૧ ઉપવાસ અને આયંબિલ કરવાથી થાય છે

૩૯ ગુણરત્ન સંવત્સર તપ—ચાઉત્તર ઉપવાસ અને પારણા મળી કુલ ૪૮૦ દિવસે આ તપ પૂર્ણ થાય છે તેમાં અનુક્રમે પહેલા મહિને ૧ ઉપવાસ ને ૧ પારણું, બીજા મહિને ૨ ઉપવાસ ને પારણું એ રીતે ૧૬ મા મહિને ૧૬ ઉપવાસ ને પારણું આવે છે

૪૦ ગૌતમ પડઘો—૧૫ પૂર્ણિમા સુધી યથાશક્તિ એકાસણાદિ તપ

૪૧ ગૌતમકમળ તપ—૯ એકાંતર ઉપવાસ.

૪૨ ઘડિયા બે ઘડિયાનો તપ—૪ દિવસ પા ઘડિયું ૮ દિવસ અર્ધા ઘડિયા, ૧૬ દિવસ એક ઘડિયાં ને છેલ્લા બત્રીસ દિવસ બે ઘડિયાં.

[ પાયડિયુ એટલે ૭ મીનીટમા ભોજન કરી લેવુ, તેજ રીતિ બધા સ્થળે સમજવુ ]

૪૩ ઘનતપ—૧ ઉપવાસ, પારણુ, ૨ ઉપવાસ, પારણુ, ૧ ઉપવાસ, પારણુ, ૨ ઉપવાસ, પારણુ, બે ઉપવાસ, પારણુ, ૧ ઉપવાસ, પારણુ, ૨ ઉપવાસ, પારણુ, ૧ ઉપવાસ, પારણુ

૪૪ ચતુર્ગતિ નિવારણ તપ—આ તપમા ચાર ઓળી નીચે મુજબ કરવામા આવે છે–પહેલી ઓળીમા એકાસણુ, એક કવળ, એકાસણુ બે કવળ એ રીતે ચડતા આઠ કવળ સુધી બીજી ઓળીમા નીવી, નવ કવળ, દશ કવળ એમ ૧૬ કવળ સુધી. ત્રીજી ઓળીમા આયંબિલ, સત્તર કવળ, આયંબિલ ૧૮ કવળ એ રીતે ૨૪ કવળ સુધી ચોથી ઓળીમા ઉપવાસ, ૨૫ કવળ, ઉપવાસ, ૨૬ કવળ એ રીતે ૩૨ કવળ સુધી

૪૫ ચતુર્વિધ સઘ તપ –છઠ્ઠ, પારણુ, એમ તર ૧૦ ઉપવાસ.

૪૬ ચઉસઠ્ઠી તપ—એકાસણાના આતરાવાળા ૩૨ આયંબિલ. એમસણે ત્રિવિધ આહારનુ પચ્ચખાણુ

૪૭ ચત્તારિ-અટ્ઠ-દસ-દોય તપ—ચાર ઉપવાસ, આઠ ઉપવાસ, દશ ઉપવાસ, બે ઉપવાસ

૪૮ ચદનબાળા તપ—કાર્તિક વદી ૧૦ થી વૈશાખ શુદિ ૧૦ સુધીમા અથવા પર્યુષણા પર્વમાં કોઈપણ દિવસે આ તપ કરી શકાય છે એક અટ્ઠમ અને પારણાના દિવસે મુનિને અડદના બાકળા વહોરાવી અડદના બાકળાનુજ આયંબિલ.

૪૯ **ચાંદ્રાયણ તપ**—સુદ ૧ તથા વ. ૧ બને તિથિથી શરુ થઇ શકે છે પ્રથમમા એકમને દિવસે એકદત્તિ એક કવળ, એમ પૂર્ણિમાએ પંદરદત્તિ, તથા પંદર કવળ સુધી અને પછી અમાસ સુધી ક્રમસર ઉતરતા આવવુ વ. ૧ થી શરુ કરનાર પણ આ ક્રમને જ પૂર્ણિમા સુધી અનુસરે છે

૫૦ **ચિંતામણિ તપ**— ઉપવાસ એકાસણુ, નીવી, ઉપવાસ, એકાસણુ, ઉપવાસ.

૫૧ **ચૌદ પૂર્વનો તપ**—શુ ચૌદશથી શરૂ કરી ચૌદ માસની સુ. ચૌદશે ઉપવાસ અથવા સુ ચૌદશથી શરુ કરી લગોલગ ૧૪ એકાસણા

૫૨ **ચ્યવન તથા જન્મતપ**—૨૪ તીર્થંકરોના કલ્યાણક દિવસ વિના આંતરે ૨૪ ઉપવાસ.

૫૩ **છમાસી તપ**—આંતરા પારણાવાળા ૧૮૦ ઉપવાસ.

૫૪ **છન્નુ જીનની ઓળીનો તપ**—અતિત, અનાગત અને વર્તમાન ચોવીશી તથા શાશ્વત અને વિહરમાન મળી છન્નુ જીનને આશ્રીને એક એક ઉપવાસ.

૫૫ **જિનગુણસંપત્તિ તપ**—ગુણક્રમ અનુકુળતાએ ૯૦ ઉપવાસ

૫૬ **જિનજનક તપ**—લાગટ ૩૨ આયંબિલ

૫૭ **જિનદીક્ષા તપ**—૧ એકાસણુ, ૧ ઉપવાસ, ૨ અઠ્ઠમ અને ૨ છઠ્ઠ

૫૮ **જ્ઞાનપંચમી તપ**—બાર માસની સુદ ૫મે બેઆસણુ, બીજા બારમાસ એકાસણુ ત્રીજા બારમાસ નીવી ચોથા બારમાસ આયંબિલ અને પાંચમા બારમાસ ઉપવાસ

૫૯ તીર્થતપ—તીર્થે જવાના મુહૂર્તને દિવસે અથવા તીર્થના પ્રથમ દર્શન કર્યા હોય, તે દિવસે યાત્રિ નિમિત્તે કરવો ઉપવાસ.

૬૦ તીર્થંકર નિર્વાણ તપ—એકાસણાના એમતગવાળા ૬૬૮ ઉપવાસ.

૬૧ તીર્થંકર વર્દ્ધમાન તપ—પ્રથમ પહેલા તીર્થંકરને આશ્રીને ૧ એકાસણું બીજા તીર્થંકરને આશ્રીને બે એકાસણા એ રીતે ચરના ચોવીશમા તીર્થંકરને આશ્રીને ચોવીશ એકાસણા કર્યા પછી છેલ્લેથી ગણતા ચોવીશમા તીર્થંકરને આશ્રીને એક તેવીશમાને આશ્રીને બે, એ પ્રમાણે પ્રથમ તીર્થંકરને આશ્રીને ૨૪ એકાસણા અથવા દરેક જિનને આશ્રીને ૨૫ એકાસણા એક સાથે.

૬૨ તીર્થંકરજ્ઞાન તપ—ચાર અઠ્ઠમ એક ઉપવાસ અને એગ [illegible] છઠ્ઠ

૬૩ તીર્થંકર માતૃતપ—ભાદ્રપદ સુ ૭ થી ૧૩ સુધી યથાશક્તિ એકાસણાદિ તપ.

૬૪ તિલક (દમયંતી) તપ—ચોવીશ પૈકી દરેક તીર્થંકરને આશ્રીને ૨૦–૨૦ ઉપવાસ અને દરેક વખત શાસનદેવતાને આશ્રીને ૧–૧ ઉપવાસ કરતા કુલ ૫૦૪ ઉપવાસ

૬૫ તેર કાઠિયાનો તપ—૧ અઠ્ઠમ, ૧ લાવણીનુ એકાસણું, ૧ અઠ્ઠમ, ૧ વર્ડીના રોગનાનું એકાસણું ૧ અઠ્ઠમ ૧ ખીરનુ એકાસણુ, ૧ અઠ્ઠમ, ૧ પગરખિયુ એકાસણુ, ૧ અઠ્ઠમ, અજાણ્યાને ઘેર જવું ને એકાસણું કરવા કહે તો એકાસણુ કરવુ નહિ તર ઉપવાસ ૧ અઠ્ઠમ, ૧ ઘી તથા પાણીના વાડકામાથી અજાણ્યા પાસે ઉપડાવતા જો ઉપડે તો એકાસણુ નહિતર આ૨મ્મિન

૧ અટ્ઠમ, ૭ ઘર પારણ અને એક ઘર પોતાનું, એટલામાંથી ગમે તેને ત્યાં એકાસણુ, ૧ અટ્ઠમ અડદના બાકુળાનું એકાસણુ ૧ અટ્ઠમ રોટલી અથવા પુરીનું ભુગડુ વાળી ખાવું, ૧ અટ્ઠમ સુખડીનું એકાસણુ, ૧ અટ્ઠમ, દ્રાક્ષ વિ. મેવાનું ભોજન

ઉપરના ભોજનના દિવસો પારણાના દિવસો સમજવા.

૬૬ ત્રિપર્યન્ત ઘનતપ—

આ તપની નવ શ્રેણી નીચે પ્રમાણે

| | | | |
|---|---|---|---|
| ૧ લી શ્રેણી, | ૧ ઉપવાસ | ૨ ઉપવાસ, | ૩ ઉપવાસ |
| ૨ જી ,, | ૨ ઉપવાસ, | ૩ ઉપવાસ, | ૧ ઉપવાસ |
| ૩ જી ,, | ૩ ઉપવાસ | ૧ ઉપવાસ, | ૨ ઉપવાસ |
| ૪ થી , | ૨ ઉપવાસ, | ૩ ઉપવાસ, | ૧ ઉપવાસ |
| ૫ મી , | ૩ ઉપવાસ, | ૧ ઉપવાસ, | ૨ ઉપવાસ |
| ૬ ઠ્ઠી , | ૧ ઉપવાસ, | ૨ ઉપવાસ, | ૩ ઉપવાસ |
| ૭ મી ,, | ૩ ઉપવાસ, | ૧ ઉપવાસ, | ૨ ઉપવાસ |
| ૮ મી , | ૧ ઉપવાસ | ૨ ઉપવાસ | ૩ ઉપવાસ |
| ૯ મી , | ૨ ઉપવાસ | ૩ ઉપવાસ, | ૧ ઉપવાસ |

કુલ ૫૪ ઉપવાસ અને ૨૭ પારણા

૬૭ **દશ પચ્ચખાણ ( મોટા )**—૧ તિવિહારો ઉપવાસ ૧ એકાસણુ ૧ ચોખાનું આયંબિલ ૧ નીવી, ૧ કવળ, ૧ એકઅગિયુ એકાસણુ, ૧ દત્તિનું આયંબિલ અને ૧ પરઘરિયુ એકાસણુ

૬૮ **દશ પચ્ચખાણ ( નાના )**—૧ ઉપવાસ ૧ એકાસણુ ૧ આયંબિલ ૧ એકાસણુ ૧ નીવી ૧ એક કવળ, ૧ ખીરનું એકાસણુ, ૧ રોપગનું એકાસણુ ૧ ભર્યે ભાણે એકાસણુ અને ૧ ઉપવાસ.

૬૯ **દશાદશમિકા** તપ—દસ દિવસની એક ઓળી એવી

દ્વા ઓળી. એક દત્તિથી અષ્ટ અષ્ટમિમાની માફક દરેક ઓળીમા ચડતા ચડતા દશમી ઓળીમા હમેશા દશ દશ દત્તિ.

૭૦ **દશવિધ યતિધર્મ તપ**—દશ એકાતરા ઉપવાસ

૭૧ **દારિદ્રહરણ તપ**—આ તપમા બે ઓળી કરવાની છે પહેલી ઓળી–૧ ઉપવાસ, ૧ એકાસણુ, ૧ નીવી, ૧ આયંબિલ, ૧ એકાસણ અને એજ પ્રમાણે બીજી ઓળી

૭૨ **દીવાળી (નિર્વાણ દીપક) તપ**—ત્રણ વર્ષ સુધી આસો વદી ૧૪ અને ૦)) નો છઠ્ઠ

૭૩ **દેવળાઇડા તપ**—૫ બેઆસણા, ૭ એકાસણા, ૯ નીવી, ૫ આયંબિલ અને ૧ ઉપવાસ.

૭૪ **દ્વાદશાંગી તપ**—બાર માસ સુધી સુદ બારસને દિવસે યથાશક્તિ એકાસણાદિ તપ.

૭૫ **ધર્મચક્ર તપ**—છઠ્ઠ, પારણુ અને એકાતર ૬૦ ઉપવાસ કુલ ૧૨૩ દિવસ

૭૬ **નવકાર પદાક્ષરમાન તપ**—૭ ઉપવાસ અથવા એકાસણા, ૫ ઉપવાસ અથવા એકાસણા, ૭ ઉપવાસ અથવા એકાસણા, ૭ ઉપવાસ અથવા એકાસણા, ૯ ઉપવાસ અથવા એકાસણા, અને છેલ્લે ૯ ઉપવાસ અથવા એકાસણા.

ઉપરનો તપ બને તો સાથે સાથે અને નહિતર યથા શક્તિ છુટક છુટક કરવામા આવે છે

૭૭ **નવકાર તપ (નાનો)**—લાગટ નવ એકાસણા.

૭૮ **નવનિધાન તપ**—નવ માસ સુધી સુદ નવમીને દિવસે ઉપવાસ. કુલ ૯ ઉપવાસ

૭૯ નવપદજીની ઓળી—આસો સુ ૭ થી ૧૫ સુધી અને ચૈત્ર સુ. ૭મ થી ૧૫ સુધી આયંબિલ અને તે હમેશ એકજ ધાન્યનું આયંબિલ.

૮૦ નવનવમિકા તપ—નવ દિવસની એક એવી નવ ઓળી તેમા પણ અષ્ટઅષ્ટમિકાની માફક ચડતાં ચડતાં છેવટ નવમી ઓળીમાં હમેશ નવ નવ દત્તિ.

૮૧ નવ બ્રહ્મચર્યગુપ્તિ તપ—દરેક ગુપ્તિને આશ્રીને ૧-૧ નવ કવળનું એકાસણું, કુલ એકાસણા ૯

૮૨ નિરૂજશિખ તપ—૧ એકમને દિવસે ઉપવાસથી શરૂ કરીને અમાવસ્યા સુધી એકાંતર આયંબિલવાળા ઉપવાસ કુલ ૮ ઉપવાસ અને ૭ આયંબિલ

૮૩ નિગોદ આયુઃક્ષય તપ—૧ ઉપવાસ, ૧ એકાસણું, ૨ ઉપવાસ ૧ એકાસણું ૩ ઉપવાસ ૩ ઉપવાસ ૧ એકાસણું, ૧ ઉપવાસ અને ૧ એકાસણું

૮૪ નિર્જિગીષુ તપ—આયંબિલના એકાંત વાળા ૮ ઉપવાસ

૮૫ નંદીશ્વર તપ—આસો વદી ૦)) ને દિવસે યથાશક્તિ ઉપવાસ આયંબિલ નીવી અથવા એકાસણું પછી ૧ વર્ષની અથવા ઉત્કૃષ્ટથી ૭ વર્ષની અમાવાસ્યાએ તેજ તપ કરવો

૮૬ નંદ્યાવર્ત તપ મોટો—૧ ઉપવાસ, ૩ આયંબિલ, ૮ આયંબિલ ૨૪ એકાસણા ૧૬ એકાસણા ૨૪ એકાસણા, ૬૪ એકાસણા ૬૪ એકાસણા ૨૪ એકાસણા ૨૪ એકાસણા, ૧૦ એકાસણા, ૧૦ એકાસણા ૪ એકાસણા અને છેવટ ૧ ઉપવાસ.

૮૭ નંદ્યાવર્ત તપ (નાનો)—૧ ઉપવાસ ૪ આયંબિલ

૮ આયંબિલ, ૧૬ એકાસણા, ૨૪ એકાસણા ૧૦ એકાસણા, ૧૦ એકાસણા, ૪ એકાસણા અને ૧ ઉપવાસ

૮૮ **પખવાસો**—પ્રથમ શુક્લપક્ષની એકમને દિવસે ઉપવાસ, બીજે પખવાડીએ બીજનો, ત્રીજે પખવાડીએ ત્રીજનો, એજ રીતે ૧૫ મે પખવાડીએ પૂર્ણિમાનો ઉપવાસ.

૮૯ **પદ કડીતપ**—આ તપમા ચાર ઓળી કરવાની હોય છે ૧ લી ઓળી—૧ ઉપવાસ, પારણું ૨ ઉપવાસ, પારણું, ૧ ઉપવાસ, પારણુ એજ પ્રમાણે બીજી ઓળી કરવી. ત્રીજી ઓળી—૧ ઉપવાસ, પારણુ, ૨ ઉપવાસ, પારણુ, ૩ ઉપવાસ, પારણુ, ૨ ઉપવાસ, પારણુ ૧ ઉપવાસ, પારણુ ચોથી ઓળી—૧ ઉપવાસ, પારણુ ૨ ઉપવાસ, પારણુ, ૩ ઉપવાસ, પારણુ, ૪ ઉપવાસ પારણુ, ૩ ઉપવાસ, પારણુ ૨ ઉપવાસ પારણુ ૧ ઉપવાસ, પારણુ

૯૦ **પરમ ભૂષણ તપ**—એકાસણાના એકાંતરવાળા બત્રીશ આયંબિલ.

૯૧ **પરદેશી રાજાના છઠ્ઠ**—પારણાના એકાંતરવાળા તેર છઠ્ઠ

૯૨ **પરન પાલી તપ**—દિવાળીના દિવસથી શરૂ કરીને એક અઠ્ઠમ કરવા પછી આંતરા રહિત બત્રીશ નીવી. એ રીતે પાંચ વર્ષ

૯૩ **પંચ પરમેષ્ઠિ તપ**—૧ ઉપવાસ, ૧ એક અગિયુ એકલઠાણ, ૧ આયંબિલ, ૧ એકાસણુ, ૧ નીવી, ૧ પુરિમઠ્ઠ, ૧ આઠ કવળ એ એક ઓળી થઈ, એવી ૫ ઓળી

૯૪ **પંચ મહાવ્રત તપ**—એકાસણાના એકાંતરવાળા ૫ ઉપવાસ

૯૫ **પંચમેરૂ તપ**—પાંચ મેરુના દરેકને આશ્રીને એકા

તર એકાસણાવાળા ૫ ઉપવાસ. કુલ ઉપવાસ ૨૫ અને એકાસણા ૨૫.

૯૬ પચરંગી તપ—આ તપ ૨૫ માણસોથી થાય છે તેમાનુ પહેલુ પચક પહેલા દિવસે પાચ ઉપવાસના પચ્ચખ્ખાણ કરે, બીજે દિવસે બીજુ પચક ચાર ઉપવાસના પચ્ચખ્ખાણ કરે, ત્રીજે દિવસે ત્રીજુ પચક ત્રણ ઉપવાસના પચ્ચખ્ખાણ કરે, ચોથા દિવસે ચોથુ પચક બે ઉપવાસના પચ્ચખ્ખાણ કરે પાચમા દિવસે પાચમુ પચક એક ઉપવાસના પચ્ચખ્ખાણ કરી પચ્ચીસે માણસો છઠ્ઠે દિવસે પારણુ કરે

૯૭ પચામૃત તપ—૭ માસમા ૫ અઠ્ઠમ કરી, દરેક પારણાને દિવસે અનુક્રમે શીખડ શીરો, લાપસી લાડુ અને ખીર સાધુને વહોરાવીને ખાવી.

૯૮ પાર્શ્વજિન ગણધર તપ—એઆસણાના એકાતરા વાળા દશ છઠ્ઠ

૯૯ પાચ છઠ્ઠ તપ—પાચ છઠ્ઠ કરવા તેમા પ્રથમ ચાર પારણાને દિવસે અનુક્રમે ચુરમુ અથવા શીરો, દૂધ ચોખાને સાકર ભરેભાણે સાધુને વહોરાવી પછી એકાસણુ અને સ્વા૦ કર્યા વગરનુ એકાસણુ કરવુ પાચમા પારણાને દિવસે પાણીનો લોટો ભરીને બે ત્રણ ઘેર જતા કોઇ જમવાનુ કહે તો જમવુ નહિતર ઉપવાસ કરવો

૧૦૦ પાચ પચ્ચખાણ તપ—૧ ઉપવાસ ૧ બે આસણુ, ૧ એકાસણુ, ૧ નીવી અને ૧ આયબિલ, એ એક ઓળી થઇ એવી પાચ ઓળી કરવી

૧૦૧ પીસ્તાલીસઆગમનો તપ—૪૫ લગોલગ એકાસણા

૧૦૨ પુંડરિક તપ—૧ વર્ષ અથવા માન વર્ષ સુધી પૂર્ણિ-માને દિવસે ઉપવાસ

૧૦૩ પોશ દશમી તપ—પોષ દશમી અર્થાત્ ગુજરાતી માગશર વ° દશમીને આશ્રીને આ તપ કરાય છે તેમાં વ° નવમીને દિવસે સાકરના પાણીનુ એમાસણુ દશમીને દિવસે એમાસણુ, બને દિવસે ઠામચોવિહાર અગીઆરસને દિવસે તિવિહાર ત્રિવિહાર એમાસણુ

૧૦૪ પ્રાતિહાર્ય તપ—૧ ઉપવાસ, ૧ એકાસણુ, ૧ બેઆસણુ એ રીતે આઠ વાર કરવુ કુલ દિવસ ૨૪

૧૦૫ બત્રીસ કલ્યાણક તપ—૧ અઠ્ઠમ, એકાતર એકા સણાવાળા ૩૨ ઉપવાસ, અને ૧ અઠ્ઠમ.

૧૦૬ બીજના તપ—કાર્તિક શુદી ૨ જ થી શરુ કરી બાવીસ માસ સુધી અને ઉત્કૃષ્ટથી બાવીશ વર્ષ સુધી સુ° બીજનો ચોવિહારો ઉપવાસ

૧૦૭ બૃહત્ સિંહ નિ ક્રીડિત તપ—કુલ ૪૯૭ ઉપવાસ તે અનુક્રમે નીચે પ્રમાણે —

૧, ૨, ૧, ૩, ૨, ૪, ૩, ૫, ૪, ૬, ૫, ૭, ૬ ૮, ૭ ૯, ૮ ૧૦, ૯, ૧૧ ૧૦ ૧૨, ૧૧, ૧૩, ૧૨, ૧૪ ૧૩, ૧૫, ૧૪, ૧૬, અને ૧૫ ઉપવાસ કરીને પછી ૧૬, ૧૪, ૧૫, ૧૩, ૧૪ ૧૨, ૧૩, ૧૧, ૧૨, ૧૦, ૧૧, ૯, ૧૦, ૮, ૯, ૭, ૮, ૬, ૭, ૫, ૬ ૮, ૫, ૩, ૪, ૨, ૩, ૧, ૨ અને છેવટ ૧ ઉપવાસ કરવો આ રીતે દરેકને અંતે પારણુ કરતા કુલ પારણાના દિવસ ૬૧ કુલ તપના દિવસ ૫૫૮

૧૦૮ બૃહત્ સંસાર તારણ તપ—૧ અઠ્ઠમ ૧ આંબ

દિન, ૧ અઠ્ઠમ, ૧ આયંબિલ, ૧ અઠ્ઠમ, અને ૧ આયંબિલ.

**૧૦૯ ભદ્રોત્તર તપ**—આ તપની પાંચ શ્રેણી છે

પહેલી અનુક્રમે પાંચ, છ, સાત, આઠ અને નવ ઉપવાસ

બીજી, અનુક્રમે સાત, આઠ નવ, પાંચ અને છ ઉપવાસ.

ત્રીજી, અનુક્રમે નવ, પાંચ, છ સાત અને આઠ ઉપવાસ.

ચોથી, અનુક્રમે છ સાત, આઠ નવ અને પાંચ ઉપવાસ.

પાંચમી, અનુક્રમે આઠ નવ પાંચ, છ અને સાત ઉપવાસ

**૧૧૦ ભદ્ર તપ**—આ તપની ૫ [પાંચ] શ્રેણી છે

પહેલી—અનુક્રમે એક બે ત્રણ, ચાર અને પાંચ ઉપવાસ.

બીજી—અનુક્રમે ત્રણ ચાર, પાંચ, એક અને બે ઉપવાસ

ત્રીજી—અનુક્રમે પાંચ એક બે ત્રણ અને ચાર ઉપવાસ

ચોથી—અનુક્રમે બે ત્રણ, ચાર પાંચ અને એક ઉપવાસ

પાંચમી—અનુક્રમે ચાર પાંચ, એક બે અને ત્રણ ઉપવાસ

**૧૧૧ મહાઘનાદિ તપ**—જુદી જુદી રીતે ૫૪ ઉપવાસ અને સત્તાવીશ પારણાં મળી કુલ ૮૧ દિવસ

**૧૧૨ મહાભદ્ર તપ**—આ તપની સાત શ્રેણી છે—

પહેલી—અનુક્રમે એક, બે ત્રણ, ચાર, પાંચ છ અને સાત ઉપવાસ

બીજી—અનુક્રમે ચાર, પાંચ છ, સાત, એક બે અને ત્રણ ઉપવાસ.

ત્રીજી—અનુક્રમે સાત એક, બે ત્રણ ચાર, પાંચ અને છ ઉપવાસ

ચોથી—અનુક્રમે ત્રણ ચાર પાંચ, છ સાત, એક અને બે ઉપવાસ

પાંચમી—અનુક્રમે છ સાત એક, બે, ત્રણ ચાર અને પાંચ ઉપવાસ.

છઠ્ઠી—અનુક્રમે બે, ત્રણ, ચાર, પાંચ, છ સાત અને એક ઉપવાસ.

સાતમી—અનુક્રમે પાંચ, છ સાત એક, બે, ત્રણ અને ચાર ઉપવાસ

**૧૧૩ શ્રી મહાવીર સર્વજ્ઞ ચ્યા તપ**—શ્રી મહાવીરસ્વામીએ છદ્મસ્થાવસ્થામા કરેલુ તપ આ પ્રમાણે—૧ છમાસી તપ, ૧ ૭ માસમા પાંચ દિવસ ઓછાનુ તપ, ૯ ચાતુર્માસી તપ ૨ ત્રિમાસિક તપ, ૨ અઢી માસિક તપ, ૬ દ્વિમાસિક તપ, ૧૨ માસખમણ ૭૨ પક્ષખમણ, ૧ બે દિવસની ભદ્ર પ્રતિમા ૧ ચાર દિવસની મહાભદ્ર પ્રતિમા ૧ દશ દિવસની સર્વતોભદ્ર પ્રતિમા, ૨૨૯ છઠ્ઠ ૧૨ અઠ્ઠમ.

આ તપમાથી યથાશકિત તપ કરવુ

**૧૧૪ માઘમાળા તપ**—ચાર વર્ષ સુધી પોષ વદ દશમથી માહ સુદી પૂર્ણિમા સુધી લાગટ એકાસણા.

**૧૧૫ માણિકય પાવડી**—ચાર વર્ષ સુધી આસો શુ એકાદશીથી પૂર્ણિમા સુધી આ તપ કરવાનો છે

તેમા ૧ ઉપવાસ, ૧ એકાસણુ, ૧ નીવી, ૧ આયંબિલ, અને ૧ બેઆસણુ

**૧૧૬ મુકુટ સપ્તમી**—અષાઢ, શ્રાવણ, ભાદરવો, આશ્વિન, કાર્તિક માગશીર્ષ અને પોષ એ સાત માસની વદ સાતમને દિવસે ઉપવાસ.

**૧૧૭ મુકતાવલી તપ**—૧ ઉપવાસ પારણુ ૨ ઉપવાસ પારણુ ૧ ઉપવાસ, પારણુ ૩ ઉપવાસ પારણુ ૧ ઉપવાસ,

**૧૨૪ રત્નમાળા તપ**—બાવન દિવસના આ તપમા અનુક્રમે નીચે પ્રમાણે તપ કરવામાં આવે છે.–ઉપવાસ, એકાસણુ, એક ધાન્યનુ આયબિલ, એકલઠાણુ, પરુધરિયુ એકાસણુ, ઠામ ચોવિહારો ઉપવાસ, ઉજળા ધાન્યનુ એકાસણુ, આયંબિલ, એકાસણુ, એકલઠાણ એકાસણુ ઉપવાસ, એકાસણુ, આયબિલ, ઉપવાસ, એકાસણુ, ઉપવાસ, બેઆસણુ, ઉપવાસ, એકાસણું, નીવી, આયબિલ, એકલઠાણુ, ઉપવાસ, એકાસણુ, ઉપવાસ, એકલઠાણુ, ઉપવાસ, એકાસણુ, ઉપવાસ, એકાસણુ, એકલઠાણુ, બેઆસણુ, ઉપવાસ, એકાસણ, એકાસણુ, ઉપવાસ, એકાસણુ, ઉપવાસ, એકાસણુ, ઉપવાસ, એકાસણુ, એકાસણુ, આયબિલ, ઉજળા ધાન્યનું એકાસણુ, ઉપવાસ, પરુધરિયુ એકાસણુ, એકલઠાણુ, એક ધાન્યનુ આયબિલ, એકાસણુ, ચોવિહારો ઉપવાસ, એકાસણુ, એ પ્રમાણે અનુક્રમે બાવન દિવસ તપ કરવો

**૧૨૫ રત્નરોહણ તપ**—આસો સુદ પાચમના દિવસથી શરૂ થાય છે પાંચ ઓળી કરવાની હોય છે

પહેલી—એકાસણુ–નીવી–આયબિલ–ઉપવાસ

બીજી—આયંબિલ–ઉપવાસ–એકાસણુ–નીવી.

ત્રીજી—નીવી–આયબિલ–ઉપવાસ–એકાસણુ–નીવી.

ચોથી—ઉપવાસ–એકાસણુ–નીવી આયબિલ

પાચમી—ઉપવાસ એકાસણુ–નીવી આયબિલ.

**૧૨૬ રત્નપાવડી તપ**—આઠ છઠ્ઠ અને ૧ અઠ્ઠમ. છઠ્ઠ આસો સુ ૧૪-૧૫ નો અને જેનો અઠ્ઠમ નવમે વર્ષે આસો શુ ૧૩-૧૪-૧૫ નો કરવો

પાચમી—૧-૨-૧-૨-૨-૧-૨-૧

છઠ્ઠી—૧-૨-૧-૨-૨-૧-૨-૧

સાતમી—૨-૧-૨-૧-૧-૨૧-૨

આઠમી—૨-૧-૨-૧-૧-૨-૧-૨

**૧૩૪ વીશ સ્થાનક તપ**—નીચે મુજબ યથાશકિત ઓળી કરવાની છે ૨૦ અઠ્ઠમ, ૨૦ છટ્ઠ, ૨૦ ઉપવાસ, ૨૦ આયંબિલ, કે ૨૦ નીવી અથવા ૨૦ એકાસણાની એક ઓળી ગણાય, તેવી ૨૦ ઓળી

**૧૩૫ શત્રુંજયમોદક તપ**—૧ પુરિમઢ્ઢ, એકાસણ, નીવી, આયંબિલ અને ઉપવાસ એમ કુલ પાચ દિવસ

**૧૩૬ શત્રુંજય છઠ્ઠ-અઠ્ઠમ તપ**—પહેલો અને છેલ્લો અઠ્ઠમ અને વચ્ચે સાત છઠ્ઠ

**૧૩૭ શિવકુમારના બેલા**—આયંબિલના પારણાવાળા બાર લગોલગ છઠ્ઠ

**૧૩૮ શ્રુતદેવતા તપ**—અગિઆર શુક્લ એકાદશીને દિવસે શ્રુત દેવતાની પૂજાપૂર્વક એકાસણાદિ તપ.

**૧૩૯ શ્રેણી તપ**—આ તપની ૭ શ્રેણી છે

પહેલી—૧ ઉપવાસ ૨ ઉપવાસ

બીજી—૧ ઉપવાસ, ૨ ઉપવાસ, ૩ ઉપવાસ

ત્રીજી—એજ રીતે અનુક્રમે ૧, ૨, ૩, અને ૪ ઉપવાસ

ચોથી—અનુક્રમે ૧, ૨, ૩, ૪, અને ૫ ઉપવાસ

પાચમી—અનુક્રમે ૧, ૨, ૩, ૪, ૫ અને ૬ ઉપવાસ.

છઠ્ઠી—અનુક્રમે ૧, ૨, ૩, ૪, ૫, ૬ અને ૭ ઉપવાસ

પાચમી—૧-૨-૧-૨-૨-૧-૨-૧

છઠ્ઠી—૧-૨-૧-૨-૨-૧-૨-૧

સાતમી—૨-૧-૨-૧-૧-૨૧-૨

આઠમી—૨-૧-૨-૧-૧-૨-૧-૨

**૧૩૪ વીશ સ્થાનક તપ**—નીચે મુજબ યથાશક્તિ ઓળી કરવાની છે ૨૦ અઠ્ઠમ, ૨૦ છઠ્ઠ, ૨૦ ઉપવાસ, ૨૦ આયંબિલ, કે ૨૦ નીવી અથવા ૨૦ એકાસણાની એક ઓળી ગણાય, તેવી ૨૦ ઓળી.

**૧૩૫ શત્રુંજયમોદક તપ**—૧ પુરિમડ્ઢ, એકાસણું, નીવી, આયંબિલ અને ઉપવાસ એમ કુલ પાંચ દિવસ

**૧૩૬ શત્રુંજય છઠ્ઠ–અઠ્ઠમ તપ**—પહેલો અને છેલ્લો અઠ્ઠમ અને વચ્ચે સાત છઠ્ઠ

**૧૩૭ શિવકુમારના બેલા**—આયંબિલના પારણાવાળા બાર લગોલગ છઠ્ઠ

**૧૩૮ શ્રુતદેવતા તપ**—અગિયાર શુક્લ એકાદશીને દિવસે શ્રુત દેવતાની પૂજાપૂર્વક એકાસણાદિ તપ.

**૧૩૯ શ્રેણી તપ**—આ તપની ૭ શ્રેણી છે

પહેલી—૧ ઉપવાસ ૨ ઉપવાસ

બીજી—૧ ઉપવાસ, ૨ ઉપવાસ, ૩ ઉપવાસ

ત્રીજી—એજ રીતે અનુક્રમે ૧ ૨, ૩ અને ૪ ઉપવાસ

ચોથી—અનુક્રમે ૧, ૨, ૩, ૪, અને ૫ ઉપવાસ

પાચમી—અનુક્રમે ૧, ૨, ૩, ૪, ૫ અને ૬ ઉપવાસ.

છઠ્ઠી—અનુક્રમે ૧, ૨, ૩ ૪, ૫, ૬ અને ૭ ઉપવાસ

૧૪૦ પરમાધામીવન તપ—૭ ઉપવાસ. [illegible]

૧૪૧ અષ્ટાષ્ટમિકા તપ—આઠ દિવસની એક એવી આઠ ઓળી કરવી અને પહેલી ઓળીમાં દરેક એક એક દત્તિ, બીજીમાં દરેક બબ્બે દત્તિ એ રીતે યાવત આઠમી ઓળીમાં દરેક આઠ આઠ દત્તિ કરવી.

૧૪૨ સમવસરણ તપ (નાનું)

શ્રાવણ વ. ૫ થી ભાદરવા શુદ ૪ સુધી બાર રોજ દિવસ એકાસણાદિ તપ.

૧૪૩ સમવસરણ તપ (મોટું)—શ્રાવણ વદ ૪ થી ભાદરવા શુદ ૪ સુધી ઉપવાસ કરવા અને જો સમર્થ ન થઈ શકે તો ચાર ઉપવાસે પારણું કરવું. એ રીતે ચાર વર્ષ કરવું.

૧૪૪ સર્વતોભદ્ર તપ—આ તપની સાત શ્રેણી છે, તેમાં નીચે પ્રમાણે ઉપવાસ કરવા—

પહેલી—૫ ૬, ૭, ૮, ૯ ૧૦ ૧૧ ઉપવાસ.

બીજી—૮, ૯ ૧૦, ૧૧ ૫ ૬, ૭ ઉપવાસ.

ત્રીજી—૧૧ ૫ ૬, ૭ ૮, ૯ ૧૦ ઉપવાસ.

ચોથી—૭ ૮ ૯, ૧૦ ૧૧, ૫ ૬ ઉપવાસ.

પાંચમી—૧૦, ૧૧ ૫ ૬ ૭ ૮, ૯ ઉપવાસ.

છઠ્ઠી—૬ ૭, ૮ ૯ ૧૦ ૧૧, ૫ ઉપવાસ.

સાતમી—૯ ૧૦, ૧૧ ૫, ૬ ૭ ૮ ઉપવાસ.

૧૪૫ સર્વસુખસંપત્તિ તપ—પહેલે પખવાડીએ એકાસણું કરવું બીજે પખવાડીએ બીજથી બે એકાસણાં ત્રીજે પખવાડીએ ત્રીજથી ત્રણ એકાસણાં. એ રીતે છેવટ પંદરમે પખવાડીએ પુનમ અગર અમાવાસ્યાથી ૧૫ એકાસણાં કરવા.

**૧૪૬ સર્વાંગસુંદર તપ**—શુ એકમને દિવસે ઉપવાસથી પૂર્ણિમા સુધી એકાતર આયંબિલવાળા ઉપવાસ. કુલ ઉપવાસ ૮ અને આયંબિલ ૭

**૧૪૭ સંલેખણા તપ**—ચાર વર્ષ વિચિત્ર તપ, પછી ચાર વર્ષ નીવીના આતરાવાળા ઉપવાસ, પછી બે વર્ષ નીવીના આતરાવાળા આયંબિલ પછી છ માસ ઉપવાસ પરિમિત ભોજનના આયંબિલ ને આતરે કરવા, પછી છ માસ આયંબિલના આતરાવાળા ચાર ચાર ઉપવાસ અને પછી એક વર્ષ સુધી લાગટ આયંબિલ કરવા

**૧૪૮ સંવત્સર તપ**—બાર માસની ચતુર્દશીએ ઉપવાસ, તથા ચાતુર્માસની આલોચના માટે ત્રણે ચોમાસીએ છઠ્ઠ તથા સંવત્સરીનો અટ્ઠમ.

**૧૪૯ સૂર્યાયણ તપ**—કૃષ્ણ પક્ષની ત્રીજે બારભીએ અને ચંદ્ર ને બદલે સૂર્ય લઈએ તો સૂર્યાયણ તપ થાય ચાંદ્રાયણ તપ પ્રમાણે, (જુઓ તપ નં ૪૯)

**૧૫૦ સોપાન તપ**—સાત સપ્તમિકા, આઠ અષ્ટમિના નવ નવમિકા અને દશ દશમિમ એમ ચાર પ્રતિમા કરવાની હોય છે

**૧૫૧ સૌભાગ્ય સુંદર તપ**—એકાતરા ૧૬ ઉપવાસ અને પારણે આયંબિલ.

**૧૫૨ સાત સૌખ્ય આઠ મોક્ષ તપ**—સાત એકાસણા ઉપર એક ઉપવાસ

**૧૫૩ સિદ્ધિ તપ**—૧ ઉપવાસ, ૧ બેઆસણું, ૨ ઉપવાસ, ૧ બેઆસણું, એમ ચઢતા છેવટ આઠ ઉપવાસ ઉપર બેઆસણું

સામાજિક લાભો પ્રાપ્ત કરવાની ઇચ્છાથી જે અનુષ્ઠાન કરવામાં આવે તેને વિષાનુષ્ઠાન કહે છે

આ રીતે કરવામાં આવતુ અનુષ્ઠાન વિષની માફક ત્યાજ્ય હોવાથી તેનુ નામ વિષાનુષ્ઠાન રાખવામા આવેલુ છે

પરલોકના સુખની ઇચ્છાથી જે અનુષ્ઠાન કરવામા આવે તેને ગરલાનુષ્ઠાન કહે છે તે પણ ગરલની માફક ત્યાજ્ય જ છે

એમનુ જોઇને બીજાએ કરવુ અર્થાત્ અમુક વ્યક્તિ કરે છે, માટે આપણે પણ કરીએ, તેવી ભાવનાથી થતુ અનુષ્ઠાન અન્યોન્યાનુષ્ઠાન કહેવાય છે, અને તે પણ ત્યાજ્ય છે

મૂળ હેતુ સમજીને જે અનુષ્ઠાન કરવામા આવે તેને તદ્-હેતુઅનુષ્ઠાન કહે છે અને તે આરાધ્ય છે

હેતુની સમજણપૂર્વક અને ઉચ્ચ ભાવનાઓ સાથે બરાબર વિધિસર જે અનુષ્ઠાન કરવામા આવે તેને અમૃતાનુષ્ઠાન કહે છે બધા પ્રકારના અનુષ્ઠાનોમા આ અનુષ્ઠાન શ્રેષ્ઠ છે અને તે આરાધવા યોગ્ય છે

તપ પણ એક અનુષ્ઠાન હોવાથી આ પાંચે પ્રકાર તેને લાગુ પડે છે

જે માણસો આજીવિકાના હેતુથી, પારણાના દિવસે અમુક લાભ થવાના હેતુથી, લોકોમા વાહવા કહેવાય તેવા હેતુથી કે ગરીબાઇ ગૃહક્લેશ, શત્રુનો ભય ટાળવાના હેતુથી તપ કરે છે તેને વિષાનુષ્ઠાન જ કહી શકાય. તેવા તપથી મહાન આત્મ કલ્યાણનો લાભ થવાની જે સભાવના હોય છે તે નષ્ટ થાય છે વળી તપનો હેતુ ઇન્દ્રિયદમન અને આત્મશુદ્ધિ હોવાથી તેના જ ફળરૂપ દેવલોકના ભોગવિલાસની વાંછા કરવી તે તેના મૂળ હેતુથી જ વિરુદ્ધ છે મતલબ કે એવુ તપ નિરર્થક છે

કરણથી (મન વચન અને કાયાનો યોગ) એટલે તપ, મનના સંપૂર્ણ ઉલ્લાસ સહિત કર્મક્ષય કરવા માટેજ કરવું જોઈએ.

[૧૯]

## તપના સામાન્ય નિયમો

કોઈ પણ પ્રકારનું તપ કરવામાં આવે તેમાં નીચેના નિયમોનું પાલન કરવું આવશ્યક છે –

(૧) તપના પ્રાણરૂપ બ્રહ્મચર્યનું પાલન કરવું

(૨) વાણી પર સંયમ રાખવો.

(૩) અમુક સમય સુધી મૌન રાખવું

(૪) અમુક સમય ધ્યાનમાં ગાળવો તે ન બને તો નવકાર વાળીઓ ગણવી

(૫) અમુક સમય સ્વાધ્યાયમાં પસાર કરવો. તે વખતે એવા પુસ્તકોનું વાચન કરવું કે જેથી કર્મની નિર્જરા કરવામાં પ્રોત્સાહન મળે વાંચતા ન આવડતું હોય તેમણે બીજા પાસે પુસ્તકો વંચાવીને ધ્યાનપૂર્વક સાંભળવા.

(૬) ક્રોધ, માન, માયા અને લોભનો બને તેટલો ત્યાગ કરવો

(૭) સવાર સાંજ આત્મનિરીક્ષણ-પ્રતિક્રમણ કરવું

(૮) દેવગુરુની ભક્તિ કરવી.

(૯) તપની પૂર્ણ [illegible] યથાશક્તિ ઉદ્યાપન કરવું

मल स्वर्णगत वह्निर्हंस क्षीरगत जलम् ।
यथा पृथक्करोत्येव जन्तो कर्ममल तप ॥१॥

જેમ સુવર્ણમા રહેલા મેલને અગ્નિ જૂદો પાડે છે, તથા દૂધમા રહેલા જળને જેમ હસ જૂદુ પાડે છે, તેમ તપ જતુના કર્મરૂપ મેલને (આત્માથી) જૂદો પાડે છે

– ૧૮ –

અધ્યાત્મકલ્પદ્રુમ નામના ગ્રથમા તપનો મહિમા વર્ણવતા કહ્યુ છે કે—

तपासि तन्याद् द्विविधानि नित्य,
सुखे कटुन्यायतिसुन्दराणि ।
निघ्नति तान्येव कुकर्मराशि,
रसायनानीव दुरामयान् यत् ॥

શરૂઆતમા કડવા લાગે તેના પણ પરિણામે સુદર એવા બને પ્રકારના તપો હમેશા કરવા. કારણ કે જેવી રીતે રસાયન દુષ્ટ રોગોને દૂર કરે છે, તેમ તે કુકર્મના ઢગનાનો વિનાશ કરે છે

તપનો પ્રભાવ દર્શાવતા શ્રી સોમપ્રભસૂરિ સિંદૂરપ્રકરણમા જણાવે છે કે—

यत्पूर्वार्जितकर्मशैलकुलिश यत्कामदावानल–
ज्वालाजालजल यदुग्रकरणग्रामाहिमन्त्राक्षरम् ।
यत्प्रत्यूहतम समूहदिवस यल्लब्धिलक्ष्मीलता–
मूल तद्विविधं यथाविधितप कुर्वीत वीतस्पृह ॥

જે તપ પૂર્વે ઉપાર્જન કરેલા કર્મરૂપી પર્વતને ભેદવામાં વજ્ર સમાન છે જે તપ કામરૂપી દાવાગ્નિની જ્વાળાઓના સમૂહને શમન કરવાને જળ સમાન છે જે તપ ઉગ્ર ઇંદ્રિયોના સમૂહરૂપી સર્પને વશ કરવામાં મંત્રાક્ષર સમાન છે જે તપ વિઘ્નરૂપી અંધકારના સમૂહનો નાશ કરવામાં દિવસ તુલ્ય છે, તથા જે તપ લબ્ધિની સંપત્તિરૂપ લતાનું મૂળ છે એવા વિવિધ પ્રકારના તપને કર્મક્ષયનિમિત્તે યથાવિધિ કરવું.

यस्माद्विघ्नपरंपरा विघटते दास्यं सुराः कुर्वते ।
कामः शाम्यति दाम्यतीन्द्रियगणः कल्याणमुत्सर्पति ॥
उन्मीलन्ति महर्द्धयः कलयति ध्वंसं च यः कर्मणां ।
स्वाधीनं त्रिदिवं शिवं च भवति श्लाघ्यं तपस्तन्न किम् ॥

જે તપથી વિઘ્નનો સમૂહ નાશ પામે છે દેવતાઓ દાસપણું કરે છે, કામ શાંત થાય છે, ઇંદ્રિયોના સમૂહનું દમન થાય છે કલ્યાણ પ્રસરે છે, મોટી ઋદ્ધિઓ પ્રાપ્ત થાય છે કર્મોનો સમૂહ નાશ પામે છે તથા સ્વર્ગ અને મોક્ષ પોતાને સ્વાધીન થાય છે એવો તપ શું વખાણવા યોગ્ય નથી?

कान्तारं न यथेतरो ज्वलयितुं दक्षो दवाग्निं विना ।
दावाग्निं न यथापरः शमयितुं शक्तो विनाम्भोधरम् ॥
निष्णातः पवनं विना निरसितुं नान्यो यथाऽम्भोधरं ।
कर्मौघं तपसा विना किमपरं हन्तुं समर्थं तथा ॥

ગીચ ઝાડીવાળા જંગલને સાફ કરવું હોય તો તે દાવાનળ સિવાય બીજા કોઈ હથિયારથી થઈ શકે નહિ. વિસ્તાર પામેલા દાવાનળને બુઝાવવાની જરૂર પડે ત્યારે વરસાદ વિના

બીજુ કોઈપણ સાધન તેને સર્વથા શમાવી શકે નહિ, વરસાદ જ્યારે ગાંડોતુર બનીને પડવા લાગે અને ગામ નગરને ડુબાડવા લાગે ત્યારે પવન વિના તેને વિખેરવાનુ બીજુ કોઈ સાધન નથી તેજ રીતે કર્મના સમૂહને અસ્તવ્યસ્ત કરી નાખવા યા બાળી નાખવા તપ જેવુ બીજુ કોઈ સાધન નથી

તપની કલ્પવૃક્ષ સાથે સરખામણી કરતા તેઓ જણાવે છે કે—

मतोपस्थूलमूल प्रशमपरिकरस्कन्धबधप्रपच ,
पचाक्षीरोघशाख स्फुरदभयदल' शीलसतप्रवाल ।
श्रद्धाम पूरसेकाद्विपुलकुलबलैश्वर्यसौन्दर्यभोग ,
स्वर्गादिप्राप्तिपुष्प शिवसुखफलद स्यात्तप पादपोऽयम् ॥

મતોષરૂપી મોટા મૂળવાળુ, ક્ષમાના પરિવાર રૂપી થડની રચનાવાળુ, પાચ ઈન્દ્રિયના દમનરૂપી શાખાવાળુ, સ્ફૂરાયમાણ અભયદાન રૂપી પાદડાવાળુ, બ્રહ્મચર્ય રૂપી સપત્તિએ કરી નવપલ્લવવાળુ, શ્રદ્ધારૂપી જળ છાટવાથી વિસ્તારવંત, કુળ, બળ, ઐશ્વર્ય અને સુન્દરતાના ભોગવાળુ, સ્વર્ગાદિકની પ્રાપ્તિરૂપ પુષ્પવાળુ અને મોક્ષ સુખરૂપી ફળને દેવાવાળુ આ તપ ખરેખર કલ્પવૃક્ષ જ છે

તપકુલકમા તપના મહિમા સબધી જણાવ્યુ છે કે—
किं बहुणा भणिएण, ज कस्स वि कहवि कत्थवि सुहाइ ।
दीसति भवणमज्झे, तत्थ तवो कारण चेव ॥

વધારે વર્ણન કરવાથી શુ? જગતમા કોઈને ક્યાઈ કાઈ પણ સુખ દેખાય છે તેનુ કારણ તપ જ છે

શ્રીમાન્ યશોવિજયજી મહારાજ તપની મહિમા આ રીતે [illegible]
જણાવે છે કે—

આમોસહી પમુહ બહુવિહ, રિદ્ધિ સમ્મ પ્રભાવે,
અટ્ઠ મહાસિદ્ધિ નવનિધિ પ્રગટે, નમીએ તે તપ ભાવે રે
ફળ શિવસુખ મહોટું સુર નરવર સંપત્તિ જેહનું ફૂલ.
તે તપ સુરતરૂ સરિખો વંદુ સમ મકરંદ અમૂલ રે.
સર્વ મંગલમાં પહેલું મંગલ વરણવિયે જે ગ્રંથે
તે તપપદ ત્રિહું કાળ નમી જે વર સહાય શિવપંથે રે

જેના પ્રભાવથી આમોસહી પ્રમુખ લબ્ધિઓ, અષ્ટમહા સિદ્ધિ અને નવનિધિ પ્રગટ થાય છે, તે તપને ભાવથી નમસ્કાર કરો. ઈન્દ્રની અને ચક્રવર્તીઓની સંપત્તિ તથા મોક્ષની પ્રાપ્તિ જેનું ફળ છે એવા કલ્પવૃક્ષના મકરંદ સમ તપને ભાવથી નમસ્કાર કરો.

બધા મંગલોમાં પહેલા મંગલ તરીકે જેનું ગ્રંથમાં વર્ણન આવે છે અને મોક્ષે જવાને જે ઉત્તમ સહાયરૂપ છે, તે તપપદ ત્રણે કાળ નમવા યોગ્ય છે

તપનો સદા જયજયકાર હો !

—(૦)—

# વરસી તપનું મહાત્મ્ય

જૈન સમાજમા વરસી તપનુ મહાત્મ્ય ઘણુ છે હજારો નરનારીઓ, મોટા સમુદાયમા આ તપનુ આરાધન કરી પુણ્યશાલી બને છે આ તપને ઋષભદેવ-સવત્સર તપ પણ કહેવાય છે કારણ કે વર્તમાન ચોવીશીના આદિ તીર્થંકર શ્રી ઋષભદેવ ભગવાને દીક્ષા લીધા પછી લાગલાગટ ૩૬૦ દિવસના ઉપવાસ પછી નિર્દોષ ઈક્ષુરસથી પારણુ કર્યુ હતુ

આ તપનો વિધિ નીચે મુજબ છે—

તપનો પ્રારભ ફાગણ વદ આઠમના દિવસે ઉપવાસ કરીને કરવામા આવે છે આ પછી એકાતરે ઉપવાસ અને બેઆસણું કરવાનુ હોય છે અર્થાત ઉપવાસના પારણે બેઆસણુ ને તેના પારણે ઉપવાસ આમ તેર મહિના અને અગિયાર દિવસ સુધી તપ કરી અખાત્રીજના દહાડે પારણુ કરી તપની પૂર્ણાહુતિ કરવામા આવે છે આ દિવસે યથાશક્તિ સ ઘવાત્સલ્ય, દેવગુરુની ભક્તિ તેમજ બીજા ધર્મકાર્યો પણ કરવામા આવે છે સાથે **श्री ऋषभदेवनाथाय नमः** પદની વીસ નવકારવાળી ગણવામા આવે છે પારણાના દિવસે રૂપાના બનાવેલા તદ્દન નાના ઘડામા શેરડીનો રસ ભરી તેવા ૧૦૮ ઘડાથી પારણુ કરવામા આવે છે કેટલાક તપ કરનારાઓ ઋષભદેવ સ્વામીના શાસ-

નમાં છટ્ઠ તપ ૩૬૦ દિવસનો છે, તેને આઠીને ઉપવાસ ને પારણું બેઆસણું ને બેઆસણાના પારણે ઉપવાસ, એમ કરી ૪૦૦ ઉપવાસ કરે છે, ને ત્રીજા વર્ષે અખાત્રીજને દિવસે તપ પૂર્ણ કરે છે તપ કરતાં વચમાં જો અખાત્રીજ (અક્ષયતૃતીયા) આવે તે દિવસે ખાવાવાર આવતો હોય તો પણ ઉપવાસ કરવાનો હોય છે કેટ તપની પૂર્ણાહુતિ વેળાએ બને તેટલાં સમભાવપૂર્વક ધર્મકાર્યો કરવાનાં હોય છે તપ ચાલુ હોય તે વખતે પણ દરરોજનાં ધાર્મિક અનુષ્ઠાનો તો કરવાનાં જ હોય છે

આ તપના ઉદ્ભવની આત્મકલ્યાણકારી કથા દરેક મુમુક્ષુએ ધ્યાનપૂર્વક સાંભળવી ઘટે છે તે કથા નીચે મુજબ છે –

•

रिसहेस समं पत्तं,
निरवज्जं इक्खुरससमं दाणं,
सेयाससमो भावो,
हविज्ज जई मग्गीय हुज्जा ॥

—શ્રુતકેવલિ ભગવાન ભદ્રબાહુ

(૧)

જગતની સંસ્કૃતિના આદિ પ્રણેતા, ભરતક્ષેત્રના પ્રથમ પૃથ્વીનાથ, શ્રી ઋષભદેવ એક દિવસ નંદનોદ્યાનના લતામંડપમાં બેઠા બેઠા, કંઈક વિચારમાં નિમગ્ન થયા

વસંતઋતુ જામી હતી બગીચામાં પંચવર્ણી પુષ્પો મઘમઘી ઊઠ્યાં હતાં અશોક, બકુલ ને કદંબની ડાળી ડાળી ફૂલોથી લચી રહી હતી વનપ્રદેશની શોભા અનેરી હતી વૃક્ષે વૃક્ષે કોકિલાઓ કલરવ કરતી હતી અને ફૂલે ફૂલે ભમરા ગુંજારવ કરતા હતા મલયાચલનો વાયુ આખાયે જનપ્રદેશને સુરભિત કરતો વહી રહ્યો હતો સરોવરો અને સરિતાઓ સ્ફટિક જેવી સ્વચ્છ ને શીતળ બની રહી હતી

આજે આખુંય નગર વસંતોત્સવ ઉજવવામાં પડ્યું હતું પૃથ્વીનાથ ઋષભદેવ ક્ષણે ક્ષણે કંઈ વિચાર કરતા એ જોઈ રહ્યા હતા

શિયાળુ પાક લણાઈ રહ્યો હતો શેરડીના ભરચક ખેતરો હવામાં ડોલી રહ્યા હતા ગોકુળના ગોકુળ વનપ્રદેશમાં સ્વચ્છંદે વિહરી રહ્યા હતા પણ આજે દૂકાને વેપારીઓ નહોતા, ખેતરે ખેડૂતો નહોતા, ગોકુળના ગોપાલકો કયાંય દેખાતા નહોતા

કારણ કે સહુ વસંતોત્સવ માણવા વનપ્રદેશમાં એકઠા મળ્યા હતા સ્ત્રીઓ ફૂલની માળા બનાવી પોતાના પતિને કંઠે આરોપી રહી હતી કોઈ પતિપત્ની હિંડોળે ઝુલતા અનેક પ્રકારના હાસ્યવિનોદ કરી રહ્યા હતા કોઈ દંપતી વનપ્રદેશમાં નિરંકુશપણે વિહરી રહ્યા હતા નાના નાના બાળકો સુંદર રમતો રમી, કિલકિલાટ હાસ્યથી દિશાઓને ભરી દેતા હતા

આ દૃશ્યો નિરખી રહેલા પૃથ્વીનાથના નયનો ક્ષણવારને માટે મીંચાઈ ગયા તેઓ વિચાર કરવા લાગ્યા, કે 'આવી ક્રીડા મેં બીજે અવશ્ય જોઈ છે'

વિચારણા આગળ વધી અને જન્મથી અવધિજ્ઞાનના માલિકને તરત જ જણાઈ આવ્યું, કે પોતે પૂર્વે ઉત્તરોત્તર ભોગવેલ ભોગોનું એ સ્મરણ છે ફરીથી તેમના નયનો ઉઘડ્યા, પણ ચિંતવન ચાલુ જ રહ્યું

"અહા, નાશવંત આ સુખોમાં મુગ્ધ બનનારને લાખો વાર ધિક્કાર હજો! રાગ, દ્વેષ અને મોહથી ઉન્મત્ત પ્રાણીઓના જન્મને ધિક્કાર હો, જેઓનો જન્મ વીતી ગયેલી રાત્રિના જેમ વ્યર્થ જાય છે

"સંસારના આ કષાયકીચમાં ખુંચી ગયેલા જનો પોતાના કીધું થતાં આત્માને જોઈ શકતા નથી સોનાના પિંજરમાં પૂરાયેલા પોપટની જેમ તેઓને તાત્કાલિક સુખો સિવાય આત્મિક સુખનું જરાય ભાન નથી કર્મને વશ થઈને, કષાય રૂપી પહેરેગીરોની ચોકીમાં રહીને, માનના, મમત્વના લાલસાના, દુરાશયના રાગ-દ્વેષથી પરિપૂર્ણ કૂપમાં ડુબેલા આ લોકોને, આ ભવ, પરભવ કે યાવત્ મોક્ષના સ્વાતંત્ર્ય સુખનું જરા જેટલુંય ભાન નથી

"હવે ધર્મતીર્થ પ્રવર્તાવવાની જરૂર છે લોકોને વ્યવહારવિષયક બધી વિદ્યાઓ શીખવી દીધી સૌથી પ્રથમ શિખવાડેલ કુંભકારના શિલ્પથી લઈને આ લોકો મકાન બાંધવાની, ચિત્રકામ કરવાની,

કપડાં વણવાની તથા નાપિતની વિદ્યામા કુશળ બન્યા છે જગતની વ્યવસ્થા માટે ચોજેલ શામ, દામ, દડ ને ભેદ એ ચાર ઉપાયો પણ લોકમા માગી રીતે પ્રવર્તી ગયા છે યુવરાજ ભરતને બહોતેર કળાઓ શીખવી દીધી છે બાહુબલિને હાથી, અશ્વ, સ્ત્રી અને પુરુષના અનેક ભેદવાળા લક્ષણોમા વિશારદ બનાવ્યો છે બ્રાહ્મીને અઢાર લિપિઓ બતાવી દીધી છે અને સુદરીને ગણિતવિષયક જ્ઞાન પણ આપી દીધું છે ઉગ્ર, ભોગ, રાજન્ય અને ક્ષત્રિય એવા ચાર કુળોની રચના પણ યથાસ્થિત થઈ છે, દડનીતિ વિષે પણ જનતાનુ ઉચિત જ્ઞાન થયુ છે

"માગી પ્રવર્તાવેલી વ્યવહારવિષયક તમામ સસ્કૃતિમા લોકો કુશળ થઈ ગયા છે ખેડૂતો ન્યાયપૂર્વક ખેતરો ખેડે છે ને યોગ્ય ભાગ લઈ નિર્વાહ ચલાવે છે શેરડીની ખેતી માટે પણ ક્ષત્રિયો ન્યાયપૂર્વક વર્તે છે ગોપાલકો પોતાના જનાવરો પ્રત્યે સદ્ભાવ રાખે છે ને કોઈ એકબીજાનુ લૂટી લેવાની કલ્પના પણ કરતુ નથી માતાઓ પુત્રોનુ પાલન યથેષ્ટ રીતે કરે છે પિતાઓ પિતૃધર્મમા પણ બરાબર સમજ્યા છે પતિ-પત્નીના યુગલો પણ એક બીજા સાથે હેતથી વર્તે છે સસાર આખો વ્યવસ્થિત બધારણ પૂર્વક ચાલવા લાગ્યો છે

"હવે જગતને મહુથી વધુ ને આત્યતિક જે

જરૂર છે, એ ધર્મતીર્થ પ્રવર્તાવવાની છે માગ આયુષ્યના ૨૦ લાખ વર્ષ પૂર્વ યુવરાજપદમા ગયા ને ૬૩ લાખ વર પૂર્વ રાજ્યની ધુરા વહેતા ગયા હવે ધર્મતીર્થ પ્રવર્તાવવા માટે ગજત્યાગ કરવાનો સમય આવી પહોચ્યો છે આ લોકોને સાસારિક આસક્તિથી વિમુખ કરવા ધર્મમાર્ગ બતાવવાની હવે જરૂર ઊભી થઈ છે ”

પૃથ્વીનાથ આ વિચારામા મગ્ન હતા, ત્યા પાચમા દેવલોકને અન્તે વસનારા અરુણ, આદિત્ય, સારસ્વત આદિ લોકાતિક દેવો વસતોત્સવની સુદરતા નિહાળતા નન્દનોદ્યાનમા આવી પહોચ્યા તેઓએ નમસ્કારપૂર્વક પ્રાર્થના કરી કે,

‘હે નાથ! હવે ધર્મતીર્થ પ્રવર્તાવી જગતનુ કલ્યાણ કરો!’

પૃથ્વીનાથ ઋષભદેવે સ્મિતપૂર્વક તેનો પ્રત્યુત્તર વાળ્યો લોકાતિક દેવો સહર્ષ વિદાય થયા ધર્મતીર્થ પ્રવર્તાવવાની ઇચ્છાવાળા ઋષભદેવ શાન્ત ચિત્તે રાજમહેલ તરફ પધાર્યા

આનદમા ગરમાવ થયેલા રસિયાઓએ નિરાતે વનતોત્સવ ઉજવ્યા કર્યો પણ રાજમહેલમા પધારીને શ્રી ઋષભદેવે રાજ્યત્યાગનો ને સયમધર્મ સ્વીકાર કરવાનો પોતાનો નિશ્ચય જાહેર કર્યો આ સમાચાર થોડીવારમા બધે પ્રસરતા ભરતાદિક કુમારોની, વફાદાર સચિવાદિ સેવકોની અને નાના

આગ માફક ઉઠેરેલા પ્રજાજનોની ચિંતાનો પાર ન રહ્યો

લોકોને ધર્મવિષયક કશુ જ્ઞાન નહોતુ ધર્મ શું તે જાણતા નહોતા કેવલ પ્રભુનો વિયોગ તેમને વ્યાકુલ બનાવી રહ્યો હતો શ્રી ઋષભદેવે પોતાના રાજ્યની બગબર વહેચણી કરી અને યુવરાજ ભરતને રાજદંડ ગ્રહણ કરવા આજ્ઞા કરી બીજી રાજકીય વ્યવસ્થા કરી દીધી, અને એક વર્ષ માટે શ્રી ઋષભદેવે સાંવત્સરિક દાનની શરૂઆત કરી ચતુષ્પથ તથા દરવાજાઓ પર ઘોષણા કરાવી, કે "જે જેનો અર્થી હોય, તેણે આવીને તે લઈ જવુ"

શ્રી ઋષભદેવ સમા દાતા ક્યાથી મળે? આમ દાન દેતા એક વર્ષ વીત્યુ, ને ગૃહત્યાગનો સમય આવી પહોચ્યો

ગ્રીષ્મ ઋતુ હતી ચૈત્રનો મહિનો હતો અંધારી આઠમનો ચંદ્ર ઉત્તરાષાઢા નક્ષત્રમા વિરાજતો હતો આવે સમયે પૃથ્વીપતિએ સંયમધર્મ સ્વીકાર્યો

આ વેળાએ કચ્છ–મહાકચ્છ આદિ ચાર હજાર રાજાઓએ પ્રભુનો વિયોગ સહન ન કરી શકતા, તેમજ તેમના પૂર્વેના અતિશય પ્રસાદોને યાદ કરીને પ્રભુની સાથે જ દીક્ષા ગ્રહણ કરી જગતના આદિ મુનિ ઋષભદેવ પૃથ્વીપર મૌન ભાવે વિહાર કરવા લાગ્યા

એમ કરતા દીક્ષા વખતે કરેલા ઉપવાસના પારણાનો દિવસ આવ્યો પ્રભુનો નિશ્ચય હતો,

કે નિરવદ્ય બેતાલીશ દોષથી રહિત અમુક યોગ્યતાવાળો ખોરાક ગ્રહણ કરવો એ ન મળે તો ન ગ્રહણ કરવો તેઓ જે જનકુળમા જતા, ત્યા લોકો તેમનુ સન્માન કરવા દોડી આવતા

પણ બધા લોકો એકાન્તમુગ્ધ હતા મુનિધર્મની કોઈને જાણ નહોતી પ્રભુ એક મહામોટા રાજા છે, એમ સમજી સહુ અશ્વ, ગજ, કે બીજી બહુમૂલ્ય વિધવિધ ભેટો લઈને હાજર થતા

પણ પ્રભુ કોઈની સામે જોયા વિના, કશુંય સ્વીકાર્યા વિના મૌનપણે આગળ વધતા ભક્તોની મુંઝવણ વધી પડતી અરેરે ! દીનાનાથે કંઈ જ ન સ્વીકાર્યું આપણુ કેવું દુર્ભાગ્ય !

ક્ષુધા અને પીપાસાના પરિષહને સહન કરતા, પ્રભુ આમ ગામોગામ વિચરવા લાગ્યા કોઈ સ્થળે એમને નિરવદ્ય આહાર-પાણી ન મળી શક્યા, તે ન જ મળ્યા !

વહાણો જેમ પવનને અનુસરે, એમ ચારહજાર મુનિઓ પણ ક્ષુધા પીપાસા સહન કરતા તેમને અનુસરી રહ્યા હતા, પણ પ્રભુ તો ધૈર્યના સાગર હતા સાવદ્ય-ફળફળાદિ કે બીજી કોઈ દુન્યવી વસ્તુ એમને ધ્યેયથી ચૂકાવે તેમ નહોતા

પણ કચ્છ-મહાકચ્છાદિ રાજાઓના ધૈર્યને તો સીમા હતી સુંદર સરોવરો એમને લોભાવતા હતા સુસ્વાદુ ફળો એમના ભૂખ્યા મનને તોફાને ચડાવતા

હતા. માર્ગમા લોકો દ્વારા અપાતા અલ કારો એમની મમત્વવૃત્તિને જાગ્રત કરતા હતા તત્ત્વજ્ઞાનથીરહિત એ મુનિઓ ધીરેધીરે શિથિલ બનતા જતા હતા આખરે તેઓએ નિર્ણય કર્યો, કે સમુદ્રને ઉલ્લ ઘન કરનાર ગરુડરાજ સાથે ક્ષુદ્ર પ ખીઓનો સાથ ન હોય, માટે આપણે બીજો માર્ગ લેવો આખરે તેમણે પ્રભુનો સાથ છોડયો ને જટાધારી તાપસો બન્યા

ચાર હજાર ગયા, એની પ્રભુને એવના ન હતી તેઓ તો ક્ષુધા-પીપાસા વગેરે પરિષહો સહન કરતા પૃથ્વીપટ પર વિહરવા લાગ્યા મેરુ ચળે પણ પ્રભુનો નિશ્ચય ચળે તેમ ન હતો

(૭)

આજ હસ્તીનાપુર નગરીના મહાભાગ્ય જાગ્યા હતા પૃથ્વીમા વિહાર કરતા આદિનાથ ઋષભદેવ નગરમા પધારતા હતા

જ્યા જ્યા આ સમાચાર પહોચ્યા, ત્યા ત્યાથી નગરજનો દોડી આવ્યા બાળક ધવરાવતી માતાઓ દોડી આવી કામ કરતા કારીગરો દર્શન કરવા વેગથી ધસી આવ્યા ખાતા ને રમતા બાળકો પણ પ્રભુ-દર્શને દોડી ગયા વેપારીઓએ વેપાર મૂકયો ખેડુતોએ ખેતર સૂના કર્યા ગાયોના ધણના ધણ ચરતા મૂકી ગોવાળો પ્રભુદર્શને આવી પહોચ્યા જેણે સમાચાર સાભળ્યા, તે ઘડીનાય વિલ બ વિના ત્યા આવી પહોચ્યુ.

દર્શનની એ સુભગ ઘડી કોણ ગુમાવે?

પણ આ શુ? એ પૃથ્વીનો પતિ ઉઘાડે મસ્તકે, ઉઘાડે પગે કશાય ગજચિન્હો વિના રાજમાર્ગ પર ચાલ્યો આવે છે, એ જોઈ અનેકની આંખો માથી શ્રાવણ-ભાદરવો વરસવા લાગ્યો અરેરે! પૃથ્વીપતિને ઘેર તે શી ખોટ પડી?

જોતજોતામા નગરજનો પ્રભુને વીટળાઈ વળ્યા લોકો પગમા પડતા વિનવે છે 'પ્રભુ! મારે ઘેર પધારો! આપના કૃશ થયેલા દેહને અમો જોઈ શકતા નથી કૃપા કરી અન્ન-જળને આરામ લઈ મને કૃતકૃત્ય કરો.'

કોઈ આંખમા આંસુ લાવીને કહે છે 'હે ઉપકારી! સ્નાન કરવાને યોગ્ય જળ તૈયાર છે શયન કરવા શય્યા તૈયાર છે પહેરવા વસ્ત્રો પણ હાજર છે કૃપા કરો ને અમને ધન્ય કરો!'

કોઈ પ્રભુનો માર્ગ રોકી પ્રાર્થે છે કે, 'પ્રભુ! આજ અવસર આવ્યે અમને નિરાશ કરશો મા મારે ત્યા પધારો અને દેવાગના જેવી મારી કન્યાને સ્વીકારી મારો જન્મ સાર્થક કરો!'

પ્રભુ કશાય સામુ જોતા નથી એ તો રાજમાર્ગ પર આગળ વધે જાય છે અરે! નાથને શુ જોઈતુ હશે! એ દયાનિધિને શેની વાન્છના હશે? પ્રભુને નામે તે નવનિધિ પ્રગટે!

પણ આ શુ? પ્રભુ તો બોલતાય નથી કે કશું લેતાય નથી અર્ધ મીચાયેલા એમના નયનો જાણે સમાગના કોઈ પણ રંગને સ્પર્શતા નથી

નગરજનોનો આ કોલાહલ મહારાજા ભરતના પૌત્ર અને રાજા સોમપ્રભના પાટવીકુમાર શ્રેયાંસને કાને પડ્યો રાજભુવનમાં સભા ભરી બેઠેલા યુવરાજ શ્રેયાંસકુમારે તરત જ છડીદારને એ કોલાહલનુ કારણ જાણવા આજ્ઞા કરી

છડીદાર ઘડીએકમાં પાછો આવી પહોંચ્યો એણે આવીને નિવેદન કર્યું, કે—

"માલિક, ત્રણ જગતથી પૂજ્ય એવા આપના પ્રપિતામહ, પૃથ્વીનાથ ઋષભદેવ પૃથ્વીપટ પર નિષ્કિંચન ભાવે વિચરતા અત્રે પધાર્યા છે તેમનો સત્કાર કરતા નગરજનોનો આ કોલાહલ છે"

પ્રપિતામહનુ નામ સાંભળી શ્રેયાંસકુમાર ભરી સભામાંથી દોડ્યો ન પહેર્યાં ઉપાન કે ન ઓઢ્યુ છત્ર! ઉઘાડે માથે ને અડવાણે પગે!

પ્રભુ મદગતિએ ચાલતા શ્રેયાંસકુમારના ગૃહાંગણમાં આવી પહોંચ્યા હતા શ્રેયાંસકુમાર પ્રભુના પગમાં આળોટી પડ્યો પોતાના કેશથી તેમના પગ લૂછયા, પ્રદક્ષિણા કરી ને પુન નમસ્કાર કર્યા નમસ્કાર કરી પૂર્ણિમાના ચદ્રસમા પ્રભુમુખનુ એ દર્શન કરવા લાગ્યો

પૂર્ણિમાના ચદ્રના દર્શન કરતા, જેમ કુમુદિની ખીલી ઊઠે, એમ પ્રભુ-મુખચદ્રના દર્શન કરતા શ્રેયાંસનુ હૃદયકુસુમ ખીલી ઊઠ્યુ એના હૃદયમાં અપૂર્વ પ્રકાશ પથરાયો એને કંઈ સ્મરણ થવા લાગ્યુ

'અરે! પૂર્વે મેં પ્રભુને ક્યાંય જોયા છે?' ટ

આમ વિચારતા એને જાતિસ્મરણ જ્ઞાન પ્રગટ થયુ

"હુ કોણ ? પ્રભુનો પૂર્વભવનો સારથિ ! વ્રજ પ્રભાદિક અવતારમા પણ હુ તેમનો સાથી હતો આજે એ મારા પ્રપિતામહ છે અહો, એ તીર્થંકર થશે એવી વાણી મે વજ્રસેન અરિહતના મુખે પૂર્વભવમા સાભળી હતી એ જ તીર્થંકર, અરિહત, ત્રણલોકના નાથ !"

શ્રેયાસકુમાર એક વખત આનદથી નાચી ઉઠયો, પણ તરત જ એની નજર પ્રભુના દેહ પર ગઈ 'અહો, પ્રભુએ વર્ષદહાડાથી પારણુ કર્યું નથી ચાલ, હુ પ્રભુને પારણુ કરાવુ !'

શુભકાર્યને શુભયોગ અનુસરે છે પુણ્ય જાગતા હોય ત્યારે ધર્મસાધન આપમેળે મળી આવે છે બરાબર આજ વેળા ખેતરોના કૂવામા પીલીને કાઢવામા આવેલ શેરડીના રસના ઘડા લઈને કોઈ નગરજન આવી પહોચ્યો શ્રેયાનકુમારે જોયુ કે બેતાલીસ દોષથી મુક્ત આ ઇક્ષુરસ પ્રભુને યોગ્ય છે એણે પ્રાર્થના કરી

'દેવ ! આ રસ સ્વીકારો ! આપને યોગ્ય છે !'

પ્રભુએ કરપાત્ર લબાવ્યુ શ્રેયાસકુમારે શેરડીનો રસ ઠાલવવા માડયો

વર્ષાન્તે, ૩૬૦ દિવસ પછી પ્રભુએ પારણુ કર્યું

નગરજનોએ જયજયકાર વર્તાવ્યો આકાશમા પચદિવ્ય પ્રગટ થયા વાતાવરણ દુદુભી નાદથી

ગાજી ઊઠયુ શેરડીના રસમા શ્રેયાકુસમાર ભવો-ભરની બાજી જીતી ગયો

વૈશાખ શુકલા તૃતિયાનો એ દહાડો ઇક્ષુરસના દાનથી અમર થઈ ગયો પ્રભુએ વર્ષ દહાડે પારણુ કર્યું ત્રણ જગતના નાથનો અભિગ્રહ પૂરો થયો

ઘેર ઘેર ઉત્સવ મ ડાયો, શેરીએ શેરીએ જય જયકાર વર્તી ગયો પ્રભુએ પારણુ કરી શ્રેયાન-કુમારને તારી દીધો દેવોને દોહ્યલુ દાન શ્રેયાસે પ્રભુને દીધુ ને દેવોને દોહ્યલુ મુક્તિદાન પ્રભુએ શ્રેયાસને આપ્યુ ધન્ય હો દાન લેનાર ને દેનારને!

પારણુ કરી પ્રભુ આગળ વિહાર કરી ગયા

(૪)

દાન દઈ શ્રેયાસકુમાર મહેલે આવ્યા

નગરજનોના આશ્ચર્યનો આજે પાર નહોતો પોતે સર્વસ્વ પ્રભુને ચરણે મૂકયુ પણ તેમણે નજર પણ ન કરી, અને શ્રેયાસના શેરડીના રસમા લોભાયા આ વાતનુ રહસ્ય જાણવા બધા નગરજનો શ્રેયાસકુમારના ભુવનમા ભેગા થવા લાગ્યા કચ્છ મહાકચ્છ આદિ તાપસો પણ રહસ્ય સાભળવા આવી પહોચ્યા નગરજનોએ ખૂબ ઉત્સુક્તાપૂર્વક કુમારને ઉદ્દેશીને પૂછયુ "હે કુમાર! તમને ધન્ય હો કે પ્રભુએ તમારે હાથે ઇક્ષુરસનુ પાન કર્યું અને અમો દુભાગીઓને હજાર વાર ધિક્કાર હજો, કે અમારા સર્વસ્વ દાન સામે પ્રભુએ નજર સરખી પણ ન કરી! અરે! વર્ષોથી પુત્રની માફક અમારુ પાલન કરનાર પ્રભુએ

એક શબ્દ પણ અમને ન કહ્યો, જાણે કે પરિચય જ ન હોય!'

શ્રેયાસકુમારે સહુને શાન્તવન આપતા જણાવ્યું કે,

'તમે એમ શા માટે કહો છો? પ્રભુ પૂર્વની પેઠે પરિગ્રહધારી રાજા નથી, પણ હમણા તો તેઓ સઘળા પાપમય વ્યાપારોનો ત્યાગ કરી સાધુ થયા છે એમણે રાગ, દ્વેષ, મોહ બધુય તજ્યું છે, પછી એ શા માટે તમારા હાથી, ઘોડા કે કન્યા જેવી તુચ્છ વસ્તુઓ સ્વીકારે? આ દયાળુ પ્રભુ સવને અભય આપનારા છે, એટલે આહાર પણ એષણીય, કલ્પનીય ને પ્રાસુક સ્વીકારે છે "

અત્રે શ્રેયાસકુમારે મુનિધર્મ સમજાવ્યો નગરજનો એ સાભળી કહેવા લાગ્યા 'હે કુમાર! આ શિલ્પાદિક વિદ્યાઓ પ્રભુએ કહેલ છે ને બતાવેલ છે, એટલે સહુ કોઈ જાણે છે પણ તમે કહો છો, તે વાત કોઇ જાણતું નથી, એ કેમ?"

શ્રેયાસકુમારે નગરજનોની શકાનો જવાબ આપતા જણાવ્યુ કે," નગરજનો! તમારી વાત સાચી છે આજ પહેલા મને પણ એ વાતનુ જ્ઞાન નહોતું પણ સૂર્યના ઉદયથી જેમ સૂરજમુખી વિકસે છે, એમ પ્રભુના દર્શનથી મને જાતિસ્મરણ જ્ઞાન થયુ છે અને એથી મને આ બાબતની જાણ થઈ છે "

"પ્રભુ સાથે તમારો પૂર્વ જન્મનો સબધ શો હતો, એ અમને જણાવશો કે?' નગરજનોના આ પ્રશ્નના ઉત્તરમા શ્રેયાસકુમારે જણાવ્યુ કે –

"સ્વર્ગ અને મૃત્યુલોકમા પ્રભુ સાથે હુ આઠ ભવ સુધી ફર્યો છુ આ ભવથી અતિક્રાન્ત ત્રીજા જન્મમા વિદેહ ભૂમિમા ભગવત વજ્રનાભ નામે ચક્રવર્તી હતા હુ તેમનો સારથિ હતો તેમના પિતા વજ્રસેનને મે તીર્થંકર રૂપે જોયા હતા વજ્રનાભે તેમની પાસે દીક્ષા લીધી મે પણ તેમની પાસે દીક્ષા લીધી સ્વયપ્રભાદિક ભવોમા પણ હું તેમની સાથે હતો

"આ ઉપરાત ગઇ રાત્રે મને, મારા પિતાશ્રીને તથા શ્રેષ્ઠિ સુબુદ્ધિને ત્રણ પ્રકારના સ્વપ્ના લાધ્યા હતા સવારે સભામા એનો ખુલાસો થયો હતો એ સ્વપ્નો અને અર્થ નીચે મુજબ છે

"મે ગઇકાલ રાત્રે સ્વપ્નમા શ્યામ મેરુને દૂધથી પ્રક્ષાલિત કરેલો જોયો હતો તેથી આજે આ પ્રભુ કે જેઓ તપથી કૃશ થયેલા હતા, તેમને ઇક્ષુરસ વડે પારણુ કરાવ્યુ

"મારા પિતાશ્રીએ સ્વપ્નમા જોયુ કે ઘણા શત્રુઓવડે ચોતરફથી ઘેરાયેલા કોઈ રાજાએ પોતાના પુત્ર શ્રેયાસની મદદથી જય મેળવ્યો એ રાજા તે પ્રભુ, ઘણા શત્રુઓ તે સુધા પિપાસાદિ પરિષહો, તેનો મારા ઇક્ષુરસ વડે પ્રભુએ પરાભવ કર્યો

"સુબુદ્ધિ શ્રેષ્ઠિએ સ્વપ્નામા આવ્યુ કે 'સૂર્ય'-થી ચ્યવેલા સહસ્ર કિરણો શ્રેયાંસકુમારે સૂર્યમા પુન આરોપણ કર્યા અને આથી સૂર્ય વધુ પ્રકાશવા લાગ્યો સૂર્ય સમાન તે આ પ્રભુ, એમના સહસ્રકિરણ રૂપ જે કેવળજ્ઞાન તે આ અંતરાયથી દૂર હતું, તે આજે મારા પારણાથી જોડી દીધુ, ને આથી પ્રભુ વધુ દીપવા લાગ્યા

"પ્રજાજનો! મોટા કાર્યોની સૂચના પ્રકૃતિથી પહેલી મળી રહે છે માટે સુકર્તવ્યો તરફ રૂચિ રાખવી, ને પ્રભુએ પ્રવર્તાવેલ માર્ગે આત્મકલ્યાણ કરવું "

આ પ્રમાણે શ્રેયાનકુમારના મુખેથી બધુ જાણીને નગરજનો પોતપોતાના સ્થાને ગયા શ્રેયાંસકુમારને પોતાનુ જીવન આજે ધન્ય લાગતું હતું

આમ પ્રભુના આ ઇક્ષુરસના પારણાનો મહિમા જગેજગ ગવાયો એ ગાતા ગાતા હજારોના કર્મના દળિયા હલકા થઇ ગયા એ સુભગ દિવસને અનન્ત ને અક્ષયી સુખ આપનાર માનીને લોકોએ તે તિથિનુ નામ અક્ષયતૃતીયા રાખ્યુ બધા ધર્મો પ્રભુએ પ્રવર્તાવ્યા, પણ દાનધર્મ તો શ્રેયાનથી પ્રવર્ત્યો

એ કાળે એ તિથિની ઉપાસના કરી, અનેક જીવોએ પોતાનુ કલ્યાણ કર્યું આજે પણ અનેક જીવો અક્ષયતૃતીયાનુ તપ કરી–તેનુ આખ્યાન સાંભળી જીવનને સાર્થક કરે છે

---

# શ્રીયુત ધીરજલાલ ટોકરશી શાહના

## રચેલા પુસ્તકો

સં ૧૯૮૫

| ક્રમ | પુસ્તકનું નામ | ગ્રંથમાળા | કિંમત |
|---|---|---|---|
| ૧ | શ્રી ઋષભદેવ | બાળગ્રંથાવળી શ્રેણી ૧ લી | ૦-૧-૩ |
| ૨ | નેમ-રાજુલ | " | " |
| ૩ | શ્રી પાર્શ્વનાથ | " | " |
| ૪ | પ્રભુ મહાવીર | " | " |
| ૫ | વીર ધન્નો | " | " |
| ૬ | મહાત્મા દૃઢપ્રહારી | | " |
| ૭ | અભયકુમાર | " | " |
| ૮ | રાણી ચેલ્લણા | | |
| ૯ | ચંદનબાળા | " | " |
| ૧૦ | ઇલાચીકુમાર | | " |
| ૧૧ | જંબુસ્વામી | " | " |
| ૧૨ | અમરકુમાર | " | |
| ૧૩ | શ્રીપાળ | | " |
| ૧૪ | મહારાજા કુમારપાળ | " | " |
| ૧૫ | મેઘકુમાર | " | " |
| ૧૬ | વિમળશાહ | " | " |
| ૧૭ | વસ્તુપાળ-તેજપાળ | " | " |
| ૧૮ | ખેમો દેદરાણી | " | |
| ૧૯ | જગડુશાહ | " | |
| ૨૦ | ધર્મ માટે પ્રાણ આપનાર મહાત્માઓ ભા. ૧લો | | |
| | ભા. ૨જો | | |

પાનુ બીજુ

સ ૧૯૮૬

| નબર | પુસ્તકનુ નામ | ગ્રથમાળા | કિમત |
|---|---|---|---|
| * ૨૨ | અર્જુનમાળી | બાળ ગ્રથાવળી શ્રેણી ૨જી | ૦–૧–૩ |
| * ૨૩ | ચક્રવર્તી સનત્કુમા | | |
| * ૨૪ | ગણધર શ્રી ગૌતમસ્વામી | | ,, |
| * ૨૫ | આર્દ્રકુમાર | | ,, |
| * ૨૬ | મહારાજા શ્રેણિક | | |
| * ૨૭ | મહાસતી અજના | | |
| * ૨૮ | રાજર્ષિ પ્રસન્નચદ્ર | | ,, |
| * ૨૯ | મયણરેહા | | |
| * ૩૦ | ચ ન મલયાગિરિ | | ,, |
| * ૩૧ | મન ફ઼ારો | | |
| * ૩૨ | મુનિ શ્રી હરિકેશી | | |
| * ૩૩ | કપિલ મુનિ | | |
| * ૩૪ | મેતાર્મુનિ નદિષેણ | | |
| * ૩૫ | શ્રી સ્થૂલિભદ્ર | | |
| * ૩૬ | મહારાજા સપ્રતિ | | ,, |
| * ૩૭ | પ્રભુ મ વીરના દશ શ્રાવકો | | ,, |
| * ૩૮ | સ્વાધ્યાય | | ,, |
| | સ ૦ ૧૯૮૭ | | |
| * ૩૯ | રતિસુદરી | | ૦–૧–૦ |
| * ૪૦ | ઋષિ ત્તા | | |
| * ૪૧ | કમલની | | |
| * ૪૨ | સતી સુભદ્રા | | ,, |
| ૪૩ | જગામ[illegible] પાપુરી–સચિત્ર હાલ | | ૦–૨–૦ |
| ૪૪ | કુદરત અને ગાધામમા વીસ [illegible] | | ૧–૮–૦ |

* આ નિશાનીવાળા પુસ્તકો મળતા નથી.

પાઠ ત્રીજુ

| નબર | પુસ્તકનુ નામ | ગ્રથમાળા | કિમત |
|---|---|---|---|
| ૪૫ | ઇતુરાના ગુફામદિરો | | ૦–૮–૦ |
| ૪૬ | અજતાનો યાત્રી (સચિત્ર કાવ્ય) | | ૦–૮–૦ |
| ૪૭ | શ્રી ભદ્રબાહુ સ્વામી | બાળગ્રથાવળી શ્રેણી ત્રીજી | ૦–૧–૩ |
| ૪૮ | શ્રી હરિભદ્રસૂરિ | ” | ” |
| ૪૯ | શ્રી બપ્પભટ્ટસૂરિ | ” | ” |
| ૫૦ | શ્રી હીરવિજયસૂરિ | | ” |
| ૫૧ | મહાસતી સીતા | ” | ” |
| ૫૨ | મૃગાવતી | | ” |
| ૫૩ | સતી નદયતી | | ” |
| ૫૪ | ધન્ય અહિંસા | ” | ” |
| ૫૫ | સત્યનો જય | ” | ” |
| ૫૬ | અસ્તેયનો મહિમા | | ” |
| ૫૭ | સાચો શણગાર શીલ | ” | ” |
| ૫૮ | સુખની ચાવી યાને સતોષ | | ” |
| ૫૯ | જૈન તીર્થોનો ટૂક પરિચય ભા ૧ | ” | ” |
| ૬૦ | ” ભા ૨ | ” | ” |
| ૬૧ | જૈન સાહિત્યની ડાયરી | ” | ” |

સ ૧૯૮૮

| | | | |
|---|---|---|---|
| * ૬૨ | જાવડશા | બાળગ્રથાવળી શ્રેણી ચોથી | ૦–૧–૩ |
| * ૬૩ | કોચરશા | ” | ” |
| * ૬૪ | ધન્ય એ ટેક | ” | ” |
| * ૬૫ | મણિના મૂલ | ” | ” |
| * ૬૬ | કનાધર કોકાશ | ” | ” |
| * ૬૭ | જિનમતિ | ” | ” |
| * ૬૮ | રાજર્ષિ કરકડુ | ” | ” |
| * ૬૯ | અનગસુદરી | ” | ” |
| * ૭૦ | નર્મદા સુદરી | ” | ” |

| ક્રમ | પુસ્તકનું નામ | ગ્રંથમાળા | કિંમત |
| --- | --- | --- | --- |
| * ૭૧ | અષાઢાભૂતિ | બાળગ્રંથાવળી શ્રેણી ચોથી | ૦-૧-૩ |
| * ૭૨ | અચ્ચંકારી ભ. | | , |
| * ૭૩ | વિષ્ણુકુમાર | | , |
| * ૭૪ | કાલિકાચાર્ય | | |
| * ૭૫ | શ્રી પાદલિપ્તાચાર્ય | | |
| * ૭૬ | જીવવિચાર પ્રવેશિકા | | |
| * ૭૭ | સાધર્મિકના સ્નેહઝરણા | | |
| ૭૮ | સીકીમની રીગગના (અમ્કમનુ) | | |
| ૭૯ | નેકીનો ગઢ | | |
| ૮૦ | ૪૪ પ્રાણવાન વાતોનો સંગ્રહ | | ૨-૦-૦ |
| ૮૧ | શ્રી મલ્લિનાથ | બાળ ગ્રંથાવળી શ્રેણી પાંચમી | ૦-૧- |
| ૮૨ | મહાકવિ ધનપાલ | | |
| ૮ | મુગાચાર્ય | | |
| ૮૪ | મહિયારી સીતાની | | |
| ૮૫ | નિતાગકુમાર | | |
| ૮૬ | ચંપકશ્રી | | |
| ૮૭ | તરંગવતી ભાગ ૧ લો | | |
| ૮૮ | ભાગ ૨ જો | | |
| ૮૯ | રોહક અને વિનયચંદ | | |
| ૯ | હાથે તે સાથે | | |
| ૮૧ | કામલક્ષ્મી | | |
| ૯૨ | મહાત્માનો મેળાપ | | |
| ૯૩ | મન જીતવાનો માર્ગ | | |
| ૯૪ | સિદ્ધિદાયક સિદ્ધચક્ર | | |
| ૯૫ | સિદ્ધર્ષિ ગણિ | | |
| ૯૬ | ૭ ધર્મકથાઓ | | |
| ૯૭ | મુનિ અર્હન્નક | | |

| ક્રમ | પુસ્તકનુ નામ | ગ્રંથમાળા | કિંમત |
|---|---|---|---|
| ૧૨૨ | વીર હનુમાન | વિદ્યાર્થી વાચનમાળા શ્રે પહેલી | ૦–૧–૩ |
| ૧૨૩ | સતી દમયંતી | | ,, |
| ૧૨૪ | ચક્રવર્તી ચંદ્રગુપ્ત | | ,, |
| ૧૨૫ | રાજા ભર્તૃહરિ | | ,, |
| ૧૨૬ | ભક્ત સુરદાસ | | ,, |
| ૧૨૭ | નરસિંહ મહેતા | | |
| ૧૨૮ | મીરાં બાઈ | | |
| ૧૨૯ | લોકમાન્ય ટિળક | | |
| ૧૩૦ | જૈનોની શિક્ષણસમસ્યા | યશોવિજય ગ્રંથમાળા | –૩–૦ |
| ૧૩૧ | શિક્ષણસંસ્થાઓની વર્ગીકૃત યાદી | | |
| ૧૩૨ | શ્રી વિજયધર્મસૂરિ શ્રી વિજયધર્મસૂરિ ગ્રંથમાળા | | ૦–૨–૬ |
| ૧૩૩ | વિશ્વવંદ્ય પ્રભુ મહાવીર | | ૦–૦–૩ |

સં ૧૯૯૧

| ક્રમ | પુસ્તકનુ નામ | ગ્રંથમાળા | કિંમત |
|---|---|---|---|
| ૧૩૪ | આદિકવિ વાલ્મીકિ | વિદ્યાર્થી વાચનમાળા શ્રે ત્રીજી | ૦–૧–૩ |
| ૧૩૫ | મહર્ષિ અગસ્ત્ય | | |
| ૧૩૬ | જ્ઞાનેશ્વરી મહર્ષિ | | |
| ૧૩૭ | મહારથી અર્જુન | | |
| ૧૩૮ | વીર અભિમન્યુ | ,, | |
| ૧૩૯ | પિતૃભક્ત શ્રવણ | ,, | ,, |
| ૧૪૦ | ચેનરો | | |
| ૧૪૧ | મહાત્મા તુલસીદાસ | | |
| ૧૪૨ | શ્રી રામકૃષ્ણ પરમહંસ | | |
| ૧૪૩ | સ્વામી વિવેકાનંદ | ,, | ,, |
| ૧૪૪ | સ્વામી રામતીર્થ | વિદ્યાર્થી વાચનમાળા શ્રે બીજી | ૦–૧–૩ |
| ૧૪૫ | શ્રીમદ્ રાજચંદ્ર | | ,, |
| ૧૪૬ | પં મદનમોહન માલવિય | | |

| ક્રમ | પુસ્તકનું નામ | ગ્રંથમાળા | કિંમત |
|---|---|---|---|
| ૧૪૭ | મહામુનિ વસિષ્ઠ | વિદ્યાર્થી વાચનમાળા શ્રેણી ત્રીજી | ૦–૧–૩ |
| ૧૪૮ | દ્રૌપદી | | , |
| ૧૪૯ | વીર વિક્રમ | " | " |
| ૧૫૦ | રાજા ભોજ | , | , |
| ૧૫૧ | મહાકવિ કાલિદાસ | " | " |
| ૧૫૨ | વીર દુર્ગાદાસ | , | " |
| ૧૫૩ | મહારાણા પ્રતાપ | , | " |
| ૧૫૪ | શિવાજીનો સપૂત | , | " |
| ૧૫૫ | દાનવીર જગડૂ | | , |
| ૧૫૬ | સિદ્ધરાજ જયસિંહ | | |
| ૧૫૭ | જગતશેઠ | | , |
| ૧૫૮ | વીર વિઠ્ઠલભાઈ | | |
| ૧૫૯ | શ્રી એની બેસન્ટ | " | " |
| ૧૬૦ | વીર વિઠ્ઠલભાઈ | , | ૨–૬–૦ |
| ૧૬૧ | જૈનતત્ત્વપ્રવેશક જ્ઞાનમાળા ભા ૨ | બુદ્ધિવૃદ્ધિ કર્પૂર ગ્રંથમાળા | અમૂલ્ય |
| ૧૬૨ | વિમળશાહ | શ્રી સયાજી બાલસાહિત્યમાળા | ૦–૬–૦ |

સં ૧૯૯૨

| ક્રમ | પુસ્તકનું નામ | ગ્રંથમાળા | કિંમત |
|---|---|---|---|
| ૧૬૩ | શ્રી ગજાનન | વિદ્યાર્થી વાચનમાળા શ્રેણી ચોથી | ૦–૧–૩ |
| ૧૬૪ | કાર્તિકેય સ્વામી | | " |
| ૧૬૫ | શ્રી હર્ષ | | , |
| ૧૬૬ | રસકવિ જગન્નાથ | | |
| ૧૬૭ | ભક્ત નામદેવ | , | , |
| ૧૬૮ | છત્રપતિ શિવાજી | , | " |
| ૧૬૯ | સમર્થ સ્વામી રામદાસ | , | , |
| ૧૭૦ | ગુરુ નાનક | , | , |
| ૧૭૧ | મહાત્મા કબીર | | |

| ક્રમ | પુસ્તકનું નામ | ગ્રંથમાળા | કિંમત |
|---|---|---|---|
| ૧૭૨ | ગૌરાંગ મહાપ્રભુ | વિદ્યાર્થી વાચનમાળા શ્રેણી ચોથી | ૦-૬-૩ |
| ૧૭૩ | શ્રી ત્રિભુવનદાસ ગજ્જર | ,, | ,, |
| ૧૭૪ | શ્રી વિજયધર્મસૂરિ | | ,, |
| ૧૭૫ | સાધુ નગેન્દ્રપ્રભા | ,, | ,, |
| ૧૭૬ | વસ્તુપાળ-તેજપાળ | શ્રી સયાજી બાળસાહિત્ય માળા | ૦-૬- |
| ૧૭૭ | મહારાજા સયાજીરાવ ગાયકવાડ | | ૦-૧- |
| ૧૭૮ | શ્રીમંત રાજર્ષિ સયાજીરાવ ગાયકવાડ | સયાજી વિજયપત્રની ભેટ | ૦-૪- |
| ૧૭૯ | મહારાજા કુમારપાળ | વિદ્યાર્થી વાચનમાળા શ્રેણી પાંચમી | ૦-૨- |
| ૧૮૦ | શ્રી ઈશ્વરચંદ્ર વિદ્યાસાગર | ,, | ,, |
| ૧૮૧ | મહાદેવ ગોવિંદ રાનડે | ,, | ,, |
| ૧૮૨ | શ્રી ગોપાળકૃષ્ણ ગોખલે | ,, | |
| ૧૮૩ | શ્રી જવાહરલાલ નેહરુ | | |
| ૧૮૪ | શ્રી સુભાષચંદ્ર બોઝ | | |
| ૧૮૫ | તારામંડળ | | |
| ૧૮ | ભગતસિંહ | | ,, |
| ૧૮૭ | શ્રી વિજયાનંદસૂરિ | | ૦-૧-૬ |

સં ૧૯૯૬

| | | |
|---|---|---|
| ૧૮૮ | રાજનગર-સાધુસંમેલન | ૨-૮-૦ |
| ૧૮૯ | કોયડા સંગ્રહ ભાગ ૧ લો | ૦-૮-૦ |
| ૧૯૦ | તપવિચાર | ૦-૪-૦ |



## આવા પુસ્તકો મળવાનું ઠેકાણું —

ધી જ્યોતિ કાર્યાલય લી. પાનકોર નાકા જુમામસ્જીદ સામે અમદા